બાળગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૧૬

# વિમળશાહ

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૬

# વિમળશાહ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

: : પ્રકાશક : :

ધીરજલાલ ટોકરશી શાહ

ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર

હવેલીની પોળ રાયપુર : અમદાવાદ



આ પુસ્તક મુંબઈ ઇલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઇનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી 'સૂર્ય પ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# વિમળશાહ

: ૧ :

ગૂજરાતના પહેલા રાજા વનરાજ થયા. તેમના સેનાધિપતિ લાહિર નામે શ્રાવક હતા. તે ખુબ પ્રતાપી ને બહાદુર હતા. તેમની નસેનસમાં ક્ષત્રિયનું લોહી વહેતું હતું. તેમને વીર નામે એક પુત્ર થયો. તે પણ ખુબ સાહસિક ને શૂરો હતો. ધર્મ પર અત્યંત પ્રેમ રાખતો હતો.

તેને વીરમતી નામની કન્યા સાથે પરણાવ્યો. આ વીરમતીથી તેને એક પુત્ર થયો. તેનું નામ વિમળ.

વિમળ બત્રીશ લક્ષણો બાળ છે. બીજના ચાંદાની માફક હંમેશ વધતો જાય છે. તે પાંચ વર્ષનો થયો એટલે પિતાએ તેને નિશાળમાં મૂકયો. ત્યાં થોડા વખતમાં તે ખુબ સારૂં ભણીને ઘેર બેઠો. પિતાએ હવે જાણ્યું કે પુત્ર યોગ્ય ઉમ્મરનો થયો એટલે ઘરનો બધો ભાર તેને માથે નાખ્યો. અને પોતે દીક્ષા લઇને ચાલી નીકળ્યા. જતાં જતાં તેમણે વિમળને શિખામણ આપીઃ "બેટા! નિડર થજે ને જીન ભગવાનની આજ્ઞા માથે ચડાવજે." વિમળને આ વચનોએ ખુબ અસર કરી.

:૨:

જેમ જેમ વખત જાય છે તેમ વિમળ દરેક રીતે ખીલતોજ જાય છે. તેના શત્રુઓ આ જુએ છે ને મનમાં ખુબ દાઝે બળે છે.

માતા વીરમતીએ આ જાણ્યું એટલે વિચાર કર્યો: વિમળના દુશ્મનો આ નગરમાં ઘણા છે. માટે તે ઉમ્મર લાયક થાય ત્યાં સુધી બીજે જઇને રહેવું. તે વિમળને લઇને પોતાના પિયર ગઈ.

પિયરમાં ગરીબાઇ ખુબ છે. ઘરડાં માણસો પણ મહેનતમજુરી કરે છે ત્યારે પેટ ગુજારો ચાલે છે. એટલે વીરમતી તથા વિમળ આવ્યા તે ભાઇને ગમ્યું નહિ. પણ બહેનને ના કેમ કહેવાય ? એટલે તેણે આદર સત્કાર આપ્યો. વીરમતી ને વિમળ ત્યાં રહેવા લાગ્યા.

: ૩ :

પાટણના વીર મંત્રીનો વિમળ હવે ગરીબાઈમાં ઉછરે છે. કોઈ વખત તે ખેતરમાં જાય છે ને મામાને ખેતીના કામમાં મદદ કરે છે. કોઈ વખત તે ઘોડી વછેરા કે ગાય-ભેંસ લઈ જંગલમાં જાય છે ને ત્યાં તેમને

ચારો ચરાવે છે. નથી તેને એ કામમાં જરા યે ન્હાનમ કે નથી જરા યે દીલગીરી. ઉલટું તેને તો એ કામમાં ખુબ આનંદ આવે છે.

જંગલમાં જાય છે ત્યાં તીર કામઠે ખેલે છે ને ઘોડે સ્વારી કરે છે. ઝાડ પર ચઢે છે ને તળાવમાં તરે છે. દિવસભર આવો આનંદ લૂંટીને સાંજે પાછો ઘેર આવે છે.

આ જીવન જીવતાં વિમળનું શરીર ખુબ કદાવર થયું. બાણ વિદ્યામાં તે એક્કો થયો. ધીમે ધીમે તેની બાણ વિદ્યાની પ્રશંસા સઘળે ઠેકાણે થવા લાગી.

: ૪ :

પાટણના નગરશેઠ શ્રીદત્તને શ્રી નામે એક જુવાન કન્યા છે. તેના માટે તે લાયક વર શોધી રહ્યા છે. તેમણે ઘણાં ઘણાં ઠેકાણાં જોયાં પણ એકે ગમ્યું નહિ. એવામાં તેમણે વિમળની પ્રશંસા સાંભળી એટલે તેની સાથે પોતાની કન્યાનું સગપણ કર્યું.

મામા હવે વિચારવા લાગ્યાઃ આના લગ્નનું ખરચ શી રીતે થશે? વીરમતી હવે વિચારવા લાગી. વિમળનાં લગ્ન મારા ઘરને છાજે તેવાં કરવાં જોઈએ; લાહિર મંત્રીનો એ પૌત્ર છે. પણ ભાઇની સ્થિતિ ખ્યાલમાં હતી એટલે તેણે નિશ્ચય કર્યોઃ જ્યાં સુધી પુરતું ધન ન મળે ત્યાં સુધી વિમળને પરણાવવો નહિ. તેણે વિમળને બોલાવીને કહ્યુંઃ પુત્ર! જ્યારે મને ધન મળશે ત્યારે તને પરણાવીશ. વિમળે શાંતિથી આ સાંભળી લીધું.

બીજા દિવસે ઢોરને લઈ વિમળ જંગલમાં ગયો. ત્યાં એક ઝાડ નીચે બેસીને ચિંતા કરવા લાગ્યો : હવે ધન મેળવવુંજ પડશે.! શું કરૂં? કેવી રીતે ધન મળે? આમ વિચાર કરતાં કરતાં હાથમાંની લાકડી મૂળીયાના પોલાણમાં ખોસી કે તરતજ ધબ ધબ ઢેફાં તૂટી પડયાં. વિમળ તે ઢેફાં દૂર કરી જુએ છે તો માંહિ સોનામહોરનો ચરૂ. આ જોતાં વિમળના આ-

નાંદનો પાર રહ્યો નહિ. તે ચરૂ ઘેર લાવ્યો ને વીરમતીનાં ચરણે મૂકયો. વીરમતી આ જોઇને ખુબ હરખાણી ને થોડા વખતમાં તેણે વિમળનાં લગ્ન લીધાં. પોતાના કુટુંબને છાજે તેવી રીતે ખુબ ધામધુમથી લગ્ન થયાં. શ્રીદેવી ઘેર આવી.

વિમળ ને શ્રીદેવી બંનેની સરખી જોડ છે. કોઇ કોઈનાથી ઉતરે તેમ નથી.

વિમળ હવે શત્રુથી ડરે તેમ નથી એટલે મોસાળ છોડીને પાટણ આવ્યો. અહીં તેણે પોતાનું નશીબ અજમાવવાનું શરૂ કર્યું.

એક દિવસ તે બજારમાંથી જાય છે. ત્યાં રાજાના યોદ્ધાઓ નિશાન માંડે છે. સારા સારા યોદ્ધાઓએ નિશાન માંડયાં પણ કોઈ તાકી શકયું નહિ. આ જોઈ વિમળ હસવા લાગ્યો ને મોટેથી બોલ્યો: સૈનિકો તો ખુબ બહાદુર છે. મહારાજ ભીમદેવનું જતું રાજ રાખે તેવા છે. આ સાંભળી તે ખુબ ચીડાયા. એવામાં મહારાજ ભીમદેવ પણ આવ્યા. તેમણે નિશાન માંડયું

બરાબર ભોજન વેળા વાઘને છોડી મૂકો. એટલે તરત આખા શહેરમા ત્રાસ વર્તાઇ રહેશે. એ વખતે વિમળને ઉશ્કેરજો. એટલે તે શાંત નહિ બેસી રહે. તે વાઘને પકડવા જશે એટલે પૂરોજ થશે. રાજાને આ વિચાર પસંદ પડયો.

બીજે દિવસ થયો એટલે રાજાએ બધી તૈયારી કરી રાખી. વિમળ આવ્યો ને રાજાને નમન કરી વાતો કરવા લાગ્યો. બરાબર તેજ વખતે વાઘને છોડી મૂકયો. એટલે આખા નગરમાં ત્રાસ ફેલાઈ ગયો. એકે આવીને રાજા તથા વિમળશાહ બેઠા હતા ત્યાં ખબર આપી કે મહારાજ! વાઘ છુટયો છે નગર આખું ત્રાસી ગયું છે. આ સાંભળી વિમળશાહ એકદમ ઉભા થઈ ગયા. વાઘને વશ કરવાને તૈયાર થયા. રાજાને તો એ જોઈતુંજ હતું.

ગામમાં ચારે કોર સુનસુનાકાર છે. જેને જેમ ફાવ્યું તેમ ભાગીને ઘરમાં ભરાઇ ગયા છે. વાઘ એકલો ગામમાં ત્રાડ દેતો ફરે છે એવામાં

વિમળશાહ દેખાયા. વાઘ એમને જોતાંજ ધુરક્યો. ફાળ ભરીને સામો આવ્યો. વિમળ તેની ખબર લેવાને તૈયારજ હતો. તેણે એક થપાટ મારીને વાઘના બંને કાન પકડયા. વાઘ ઘણો છંછેડાયો. પણ વિમળના હાથમાંથી છુટે તેમ ન હતું. વિમળે તેને લાવીને પાંજરામાં પૂર્યો.

આખા નગરમાં વિમળની જય બોલાણી. ભીમદેવ વગેરે નિરાશ થયા. આ તો વિમળને હેઠો પાડવા કર્યું ને ઉલટી તેની કીર્તિ વધી. હવે કરવું શું? તેમણે બીજો ઉપાય શોધ્યો. રાજમલ્લ જોડે કુસ્તીમાં ઉતારવો ને ત્યાં તેને પૂરો કરાવવો. મલ્લને બધી વાતે વાકેફ કર્યો. થોડા દિવસ થયા એટલે રાજાએ કહ્યું: મહેતા! આપણો મલ્લ પોતાના બળનું બહુ અભિમાન રાખે છે. માટે એની પરીક્ષા કરો.

મલ્લ જોડે વિમળશાહે કુસ્તી માંડી. કુસ્તીના ઘણા દાવ ખેલ્યા તેમાં મલ્લને સખત પટકી આપી ને વિમળશાહે જીત મેળવી બધાના

મોંઢામાંથી વાહવાહ! વાહ વાહના શબ્દો નીકળી પડયા.

રાજા ને પ્રધાન હવે ચિંતા કરવા લાગ્યા. કે વિમળમાં દૈવી શક્તિ છે. એટલે તે મરવાનો તો નથી. પણ તે દૂર થાય એવો કાંઇક ઉપાય શોધીએ. એમ કહી તેમણે નક્કી કર્યું કે તેના દાદાના વખતનું ૫૬ ક્રોડ ટંકા લેણું કાઢીને માગીએ. જો તે લેણું આપવાનું કબુલ કરશે તો ભિખારી થશે. જો નહિ આપે તો રાજ્ય છોડશે.

બીજા દિવસે વિમળશાહ રાજદરબારે ગયા. ત્યારે ભીમદેવ પુંઠ વાળીને બેઠા. વિમળ કહે, આમ કેમ? પ્રધાન કહે. સાંભળો. રાજાને હિસાબને માટે રીસ છે. કાંતો તમારા ખાતે નીકળતા ૫૬ ક્રોડ ટંકા આપો કાંતો નવું ખાતું ખોલી આપો.

આ સાંભળી વિમળમંત્રી સમજી ગયા કે રાજા કાચા કાનનો છે. તે બીજાની ભંભેરણી-

થી છેડાયો છે. માટે તે કાંઈ પણ ખરાબ પગલું ભરે તે પહેલાં હુંજ મારી જાતે ચાલ્યો જાઉં.

આમ વિચારી તેમણે ત્યાંથી ઉપડવાની તૈયારી કરી. સોળસો સાંઢપર સોનું ભર્યું. હાથી, ઊંટ ને રથ તૈયાર કર્યાં. પાંચહજાર ઘોડા ને દશહજાર પગપાળા સાથે લીધા. પછી ભીમદેવની રજા લેવા ગયા. ત્યાંથી વિદાય લેતાં રાજાને કહ્યુંઃ મહારાજ ! મને જેવી હેરાનગતી પહોંચાડી તેવી હેરાનગતી મહેરબાની કરી બીજા કોઇને પહોંચાડશો નહિ.

વિમળમંત્રી પોતાનો વૈભવ લઇને આબુ તરફ ચાલ્યા. તેની તળેટીમાં ચંદ્રાવતી નામે શહેર હતું. ત્યાંના રાજાએ સાંભળ્યું કે વિમળમંત્રી પોતાના લશ્કર સહિત આવે છે એટલે તે નગર છોડી ચાલ્યો ગયો. વિમળમંત્રી અહીં ભીમદેવના દંડનાયક તરીકેજ કામ કરવા લાગ્યા.

અહિં રહી તેમણે ઘણા વિજય મેળવ્યા. સિંધ દેશનો રાજા પંડિયો બહુ ગર્વિષ્ટ થઈ

ગયો હતો તેને સજ્જડ હાર ખવરાવી. પરમાર રાજા ધંધુદેવ જે ભીમદેવની આણ માનતો ન હતો તેને આણ મનાવી.

વિમળે પોતાના પરાક્રમથી વિજય મેળવ્યો અને આણ રાજા ભીમદેવની ફેલાવી. આથી ભીમદેવ સમજ્યો કે વિમળ મંત્રીને દૂર કરવામાં મેં મોટી ભૂલ કરી છે. તેને ખુબ પસ્તાવો થયો.

ચારે બાજુ પોતાનો દાબ બેસાડીને વિમળશાહે ચંદ્રાવતીમાં રાજગાદી ધારણ કરી. આ વખતે ભીમદેવે પોતાના તરફથી છત્ર ચામર ભેટ મોકલાવ્યાં. વિમળે પણ મનમાંથી રીસ કાઢી નાખી તેનો સ્વીકાર કર્યો.

રાજા બન્યા પછી વિમળશાહ એક દિવસ મહેલની અગાશી પર ચડીને નગરને જુએ છે. તેમને તે બરાબર દેખાવડું લાગ્યું નહિ. એટલે તે ફરીથી વસાવવાનો નિશ્ચય કર્યો.

ચંદ્રાવતી ફરીથી બંધાઈ. તેની બજારો સીધી ને સુશોભિત બની તેના ચોક વિશાળ ને દેખાવડા બન્યા. તેમાં સુંદર કોતરણીથી ભરપુર આરસનાં અનેક જિનમંદિરો થયાં. શાંતિના પરમ ધામ ઉપાશ્રયો બંધાયા. વાવ કુવા તથા તળાવ પણ પુરતી સંખ્યામાં જણાવા લાગ્યા.

આ પ્રમાણે વિમળશાહ દુનિયાની બધી સંપત્તિ મેળવી આનંદ કરવા લાગ્યા. એવામાં એક વખત ધર્મઘોષ નામના આચાર્ય આવ્યા. તેમણે પવિત્ર જીવન સમજાવ્યું. ધર્મ સમજાવ્યો. અને વિમળશાહને કહ્યું: વિમળશાહ ! તમે આખી જીંદગી ધન ને સત્તા મેળવવામાં ગાળી છે. માટે હવે કાંઇક ધર્મકાર્ય કરો. કાંઇક પરલોકનું ભાથું બાંધો. વિમળને આ ગળે ઉતર્યું. પોતાની જીંદગીમાં કરેલી અનેક ખુનખાર લડાઇઓ યાદ આવી. ખુદ પશ્ચાતાપ થયો. છેવટે તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યા: ગુરુદેવ ! આપ ફરમાવો તે કરવા તૈયાર છું. મને આજ્ઞા કરો.

ગુરૂ કહે, આબુ જેવા સુંદર પહાડ ઉપર એક પણ જૈન મંદિર નથી. માટે ત્યાં જૈન મંદિર બંધાવો. વિમળે તે કબુલ કર્યું.

વિમળશાહ દહેરાસર બંધાવવાને કુટુંબ સહિત આબુ ઉપર ગયા ત્યાં બ્રાહ્મણોનું ખુબ જોર હતું. શિવમંદિરોનો પાર ન્હોતો. ફક્ત શિવ-મંદિરના પૂજારીઓ જ અગ્યાર હજાર હતા. વિમળશાહે તે જગાની મંદિરને માટે માંગણી કરી. પૂજારીઓએ તેનો સાફ ઇન્કાર કર્યો. વિમળશાહે તેમને ખુબ ખુબ સમજાવ્યા આખરે પૂજારીઓએ કહ્યું: જો તમારે આ જગા જોઈ-તીજ હોય તો સોનાના સિક્કા પાથરીને જમીન લ્યો. વિમળશાહે તે કબુલ કર્યું અને સોનાના સિક્કા પાથરીને જમીન લીધી. જમીન મેળવ્યા પછી દેશભરમાંથી કારીગરો બોલાવ્યા. આરા-સણપહાડમાંથી આરસ ખોદાવ્યો ને ત્યાંથી હાથી મારફતે આબુપર લાવવા લાગ્યા. કહે છે કે એ પત્થર લગભગ રૂપાની કિમ્મતે પડવા લાગ્યો. વિમળ-

શાહને ઉત્તમોત્તમ દહેરાસર બંધાવવાની ભાવના હતી એટલે તેમણે સલાટોને કહ્યું કે તમારી બધી કળા બતાવજો. પત્થરમાં કોતરણી કરતાં કરતાં જેટલો ભુકો પડશે તેટલું હું રૂપું આપીશ, બે હજાર કારીગરો ચૌદ વર્ષ સુધી કામે લાગ્યા. અઢાર ક્રોડ ને ત્રીશલાખ રૂપિયાના ખર્ચે એક ભવ્ય જિનમંદિર તૈયાર થયું. તેમાં રીખવદેવ પ્રભુની મૂર્તિ સ્થાપી. આ દહેરાસર આજે પણ આબુપર શોભી રહ્યું છે. દુનિયામાં તેની કારીગરીનો જોટો નથી. પ્રિય વાંચક ! જીંદગીમાં એક વખત તો આ અદ્ભૂત દહેરાસરના દર્શન કરજો.

વિમળમંત્રીએ જગતની આ સુંદર વસ્તુ તૈયાર કરીને સંઘને સોંપી. તેના ખર્ચ પેટે કેટલાક ગામો આપ્યા. પછી ચંદ્રાવતી પાછા આવ્યા. અહીં આવ્યા પછી થોડા વર્ષે કાળ-ધર્મ પામ્યા.

ધન્ય છે વીર વિમળશાહને જે પોતાના બાહુબળથી આગળ વધ્યા ને જેણે જગતને અમૂલ્ય વસ્તુની ભેટ આપી.

शिवमस्तु सर्वजगतः ।

# :: બા ળ ગ્રં થા વ ળી ::

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી રીખવદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વામી |
| ૨ નેમ-રાજુલ | ૨ ચક્રવર્તી સનત્કુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૩ શ્રી પાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિવાકર |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ |
| ૬ મહાત્મા દ્રઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂરિ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશો-વિજયજી |
| ૮ રાણી ચેલ્લણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહા સતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નંદયંતી |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરિકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ-તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈન સાહિત્યની ડાયરી |

દરેક સેટની કિમ્મત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ ૭ આના.

બીજા પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર. હવેલીની પોળ : અમદાવાદ.